

# અંત્યજ ઉદ્ધાર.

રચી પ્રસિદ્ધ કર્તા—લલ્લુભાઈ ભાણાભાઈ.
મુ૦ વાંઝ પોષ્ટ સચીન જીલ્લે—સુરત.

બહુ જન વાંચો પ્રીતથી પુસ્તક મારૂં આજ,
ધર્મ પોતાનો ડુબાવતા બગડે સર્વે કાજ;
નથી ભણેલો કે નથી કવિ હું નથી નાટકકાર,
ભુલચુક હોય તે માફ કરજો માનીશ હું આભાર.

સંગીત બનાવવા ધર્મની કવાલીઓ જોડી છે.
પુસ્તક ખરીદો ભાવથી કીમત બહુ થોડી છે.

સંવત ૧૯૭૭ સર્વ હક્ક સ્વાધીન. સને ૧૯૨૧
આવૃતી ૧ લી પ્રત ૧૦૦૦

કિમ્મત ૦-૧-૦.

# બે બોલ.

પ્રિય વાંચકો આપ સર્વ ખરૂં ખોટું તેમજ નિતિ અનીતિનો ન્યાય કરી જાણો છો પરંતુ હું મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે આ પુસ્તકમાં જે બે બોલ લખવા માગું છું તે આપ સર્વ સ્વીકારી લેશો એવી મારી નમ્ર યાચના છે.

લી. આપનો સેવક

**લલ્લુભાઈ ભાણાભાઈ.**

# ઝનઝારો:

સહુંનુ ભલ કરશે ફીરસ્તાર વાંચો અત્યજનો ઉદ્ધાર
ગોગ્ય ન્યાય મુજને દેજે વાંચી વિચાર મનમાં કરજો
ઓ હિંદ તણા રહેનાર—વાંચો ૧
ભારી રકમ નથી કાંઇ તેની જુજ કીમત રાખી છે એની
વાંચવાથી મળશે સાર—વાંચો ૨
હિંદુ ધર્મીઓ વટલાશે હિંદુ ધર્મમા તોટો થાશે
હિંદ દેસ થશે બાઇ ખવાર—વાંચો ૩
હિંદ ધર્મ હમારો સાચો પુસ્તક માટે આજે વાંચો
મુજ વિનતીના ઉદગાર—વાંચો ૪
હિંદુ નાવ ડુબે છે તમારી. સંપસંપીને લેજો ઉતારી
ભરો યસ તણા ભંડાર—વાંચો ૫
નથી વિદેશી હમો તમારા છીએ પાડોશીઓ પ્યારા
છે ધર્મ તણા જાણનાર—વાંચો ૬
હમો રંક બન્ધુ તમારા નથી ગૌ તણા હત્યારા.
છીએ હિંદુ ધર્મ પાળનાર—વાંચો ૭
હિંદ દેશ તણું અભિમાન સહુંનુ ભલુ કરો ભગવાન
મુજ અંતરના ઉદ્ગાર—વાંચો ૮
રાય રંક અને સાહુકારો હું સેવક છુ તમારો
આ પુસ્તક તણો રચનાર વાંચો અંત્યજનો ઉદ્ધાર, ૯

ડી. એલ. બી. પી.

# દારૂ અને તાડી પીનારને સુચના.

## વ્યસનથી શેઠ થએલો ભીખારી.

( ખુને જીગરકા પીતે હું બસ ગમમે તેરે યાર ) એ રાગ.

દારૂ તાડીના પીનારો બસ માનો હવે યાર ૧
તાડી કરો છો પ્યારી, અંતે નાખશે મારી,
સૌની થાએ છે ખ્વારીરે.—બસ ૨
દારૂ ઘણો દીલજાન, ભુલી ગયા છો સહુ ભાન
દારૂ કરે હેવાન રે—બસ ૩
પીઠાંના થયા છો ચાટા, મીલકતના મુક્યા વાટા
ઘરબાર છોડીને નાઠારે—બસ ૪
દારૂ પીઇને જાતા, ખાડામાં ગોથાં ખાતા
આબરૂથી હલકા થાતારે—બસ ૫
બે રૂપીઆ રોજ કમાતા, શરીર પર તુટા વાગા
અર્ધા દેખાતા નાગારે—બસ ૬
તાડી પીયો મીઠાશે, ડાકણુ થઇને ખાશે
મને તો એવુ ભાસે રે—બસ ૭
દારૂડીઓ બોલે છે વાંણી, દોલત કરી ધુળધાણી
પાસે ન રહી પઇ કાણીરે—બસ ૮
મને સોબત મળી નહિ સારી, તાડીને કીધી પ્યારી
મીલકત ગુમાવી મારીરે—બસ ૯
હું હરૂ તે દેશો દેશી, કોઇ ઠોકર મારે હસે
હું થયો ભીખારી વેસે રે—બસ ૧૦

આભનાર કહું તે સાચું, દારૂથી ન બચશો કાચું
હું શેઠ થઇ ભીખ યાચું રે—મસ્ત ૧૧
મુજ સગા સ્નેહી મળતાં, મુજ હાલત જોઇ રડતા
ખરચ્યાં નાણાં રઝળતાંરે—મસ્ત ૧૨
કોઇને કહીએ નવ ચાલ્યો, મસ્તાન થઇને માલ્યો
દારૂએ દાટજ વાળ્યોરે—મસ્ત ૧૩
હીંદુ મુસલમાન ભાઇ, આપો એકેકી પાઇ
કે મુજ પેટની પુજા થાયરે—મસ્ત ૧૪
ડાહ્યા તો કરશે ખ્યાલ, દારૂડીઆ દેશે ગાળ
પણ રઝળશે તેના બાળરે—મસ્ત ૧૫
રામ રામ રામ, પહુ કોને જહાં ધામ
છે છેલ્લા પ્રણામરે—મસ્ત ૧૬

---

# ઢેડ વિદ્યાર્થીના ઉદ્દગારો મહાત્મા ગાંધીજીએ પકડેલો હાથ.

(રાગ ઉપરનો)

કુમળો ઉગારો મુજનેરે, કોઇ ઝાલો મારો હાથ. ૧
ગુન્હો નથી કાંઇ મારો માને તમે ધીક્કારો
મનુ થા લાગ્યો નઠારોરે—કોઇ ૨
મહાત્મા ગાંધીજી પ્યારો, ઉપાય બતાવ્યો સારો
વેર આ રૂઝાયો મારોરે—કોઇ ૩

હિંદુ ધર્મ છે મારો સાચો પુસ્તક લઇને તમે વાંચો
જેથી મળે ખુલાસોરે—કોઇ ૪
હું દેશો દેશ ફરતો મુજ કામને સારી કરતો
ગાંધી તણી દવા દેતોરે—કોઇ ૫
પ્રીત રાખો છો નકામી શું છે હમારી ખામી
જુવે છે અંતર જામીરે—કોઇ ૬
રામ રટણ કરૂં દીનરાત સંભાળ લેજો જુગ તાત
અજાણી નથી મુજ વાતરે—કોઇ ૭
મમ ધર્મ હિંદુ કહેવાય રાખો શરણું આ બાહ્ય
હીંદ દેવી થાશે સહાયરે—કોઇ ૮
મુજ અરજી લેજો સ્વીકારી મમ ભૂલ વાંચો સુધારી
સેવક તમારો ધારીરે—કોઇ ૯

માટે ઉંચ જ્ઞાતિમાં લેખાતા બંધુઓ આ તમારો સેવક નાનકડું પુસ્તક આપના હાથમાં મુકી પોતાની ભૂલ સુધારી મારી ચાહે છે.

જ્યારે આપણે બાળક હતા ત્યારે તો નાગા ફરતા હતા પણ જ્યારથી સમજ આવી ત્યારથી કપડાં પહેરવા માંડયા તેવીજ રીતે મારી આખી કોમ બાળકના જેવી અણસમજુ રહી હળીદતાના ખાડામાં ડુબી અધમ દશામાં અથડાયા કરે છે હવે અમને કંઇક સમજણ આવવા લાગી છે તો અધમ દશામાં મુક્ત થવાના ઉપાયો બતાવવા જોઇએ, મહાત્મા શ્રી મોહનદાસ કરમચંદ ગાંધીજી પણ અંત્યજોના ઉદ્ધાર માટે મચી રહ્યા છે. હમો પણ સર્વ હિંદુ છીએ. તેમજ હમારો ધર્મ પણ હિંદુનોજ છે તેમ હમારી જન્મભૂમિ

પણ હિંદુસ્તાનજ છે. હમો ઉંચ ગણાતા હિંદુઓની પેઠે સઘળા આચાર વિચાર વાળી રામનુંજ પુજન કરીએ છીએ. છતાં તમો હમને ધિક્કારો છો અને છેટા રાખો છો (એટલે અડકતા નથી) એ તો પોતાના ધર્મનું પોતાના હાથેજ ખંડન થાય છે. જ્યારે હમો ઢેડ મટી ખ્રિસ્તી ધર્મને સ્વીકારીએ છીએ. ત્યારે હમોને અડકવામાં તમો ભાઇઓ બાધ ગણતા નથી એટલે હમારામાંથી ઘણાકો હિંદુ ધર્મ તજીને ખ્રિસ્તીઓ થઇ જાય છે. જો આવીજ રીતે થાય તો આપણા પવિત્ર ધર્મનો થોડા કાળમાં નાશજ થવાનો માટે ઉંચ કોમના હિંદુ ભાઇઓને હું નમ્ર અરજ કરૂં છું કે તમો ભાઇઓ સ્વધર્મનું રક્ષણ કરી પરધર્મમાં જતાં અત્યંજ બંધુઓને શુભાગી તમારી બગલમાં રાખા સાથે રહી તેમની ખામીઓ દૂર કરવાની કોશીશ કરશો તો ભગવાન તમારૂં ભલું કરશે અને અનેક અંત્યજો હિંદુ ધર્મ (સ્વધર્મ) તજતાં અટકશે.

તમો ભાઇઓ એવું સમજો છો કે ઢેડ (અંત્યજ) માંસાહારી છે. પણ એવી માંસાહારી તો આશરે દશપંદરેક કોમ છે. વળી તેઓ અમારાથી ચઢતા ગણાય છે. જેથી તેઓનું નામ આપી શકતો નથી આપ તો તે કોમ કઇ છે તે જાણતા હશોજ.

પ્રિય વાંચકો મારા હાથમાં રજપુત પ્રકાશ નામનું એક પુસ્તક આવ્યું હતું તેમાં એવું લખેલું હતું કે હાલ ઢેડ કહેવાય છે તે અસલ રજપુત એટલે ક્ષત્રીય હતા. પણ આવી અધમ દશામાં કારણ નીચે મુજબ છે.

પરશુરામે જ્યારે પૃથ્વી નક્ષત્રિય કરવા માંડી ત્યારે તેમાંથી

ત્રાસ પામી બચવાની આશાએ પોતે નીચ વર્ણના છે એમ બતાવ્યું અને પોતાનો જીવ બચાવ્યો. તે વખતથી ઘણી જ્ઞાતિઓ થઇ. સર્વ પોતાનો પ્રાણ બચવાથી જુદે જુદે ધંધે વળગી જુદી જુદી ન્યાતો બાંધી રહેવા લાગ્યા. અંતુરામાં પુરો કમનસીબે દુકાળ પડ્યો એટલે બીચારાઓને ખાવાનું પણ મળે નહિ. તેમજ ધંધો પણ મળે નહિ જેથી પોતાનો નિર્વાહ કરવા માટે જયાં ત્યાં નાશવા માંડ્યું તેઓ નાસીને આબુના પહાડ પાસે કોઇ અચીચળ ગામ હતું ત્યાં આવી રહ્યા. પણ ગામમાં રહેવાને ઠેકાણું મળ્યું નહિ, કારણ કે ભીખ માગવાને બહાને લોકો ધાડ, લુટફાટ વિગેરે અનેક જાતનો ત્રાસ વરતાવવા લાગ્યા હતા જેને લીધે ગામમાં કોઇ પણ જાતનો માણસને આશરો મળ્યો નહિ અને સત્તાધિકારીઓએ ગામ બહાર કાઢી મુક્યા. હવે રાત પડી હતી એટલે જવું ક્યાં જેથી ગામ બહાર જઇ દૂર વિશ્રાંતી લીધી અને પછી ઝાડો કાપીને જમીન સાફસુફ કરી ઝુંપડી બાંધી રહેવા લાગ્યા, અને તેટલી જગામાં વાડો બનાવી દીધો. ત્યારથી ઢેડવાડો એ નામ આ વર્ણને લાગુ પડ્યું. ભુખને લીધે માણસો અને ઢોરો ટપોટપ મરવા લાગ્યા. બીજું કાંઇ ખાવાનું મળે નહિ જેથી અમારે આ ભક્ષ લેવાની જરૂર પડી આતી અમારી હમારી દુખ:મય સ્થિતિ સાંભળી આપણને કંપારી છુટે છે. ત્યારે તે વખતે જેને વીત્યું હશે તેની શી દશા થઈ હશે અમારી ગરીબડી કોમથી કાંઈ ભુલ થઈ હોય તો તે આપ સુજ્ઞ ભાઇઓએ સુધારી લેવી જોઇએ કારણ કે ભુલ તો ભલભલાની થાય છે. વળી એકલી ઢેડ કોમજ માંસાહારી હોય છે. એવું નથી. તે નીચેના ગીત પરથી સમજાશે.

( રાગ–સવૈયા )

અરે ઉચ્ચ જાતિના હિંદુભાઇઓ, સાંભળો હમારી વિનતિ,
વિન કારણે શિક્ષા કરો છો, તમે જુઓ હમારી સ્થિતિ.
ભક્ષ કરે ગૌમાંસ તણું જે, વાઘરી કોમ કેવાય જે.
ચમાર ઘેરથી લાવે વેચાતુ, જોગીઓ પણ ખાયે તે.
પાપ પુણ્ય તો સમજે નહિ તે, નહાતું ધોતું ચોમાસે થાય.
પાણી ભરે તે કુવે હિંદુને, વળી તેનો ઉપયોગમાં વપરાય.
લાખો જીવની હાણ કરે છે. એક દિવસમાં માછી જાત.
માછી વાડમાં ગયા હોય તો. શું કહું દુરગંધીની વાત,
જનરવડે તો પકડી માછલાં, ઘેર લાવીને રાખે એ.
તફડી તરવડી મરણ પામે. મીઠું ભરીને રાખે તે.
વરસદીને માછી લોકો, વેચે તે સુકાં કહેવાય,
લુહાર મોચી હજામ દુબળા, તે સર્વે ખુશીથી ખાય,
એ સિવાય તો ઘણી વરણોમાં, મચ્છી સુકી વપરાયે છે,
કહો ભાઈ જીવતું કે મુએલું, કેવું એ કહેવાયે છે.
બુદ્ધિ ચલાવી વિચાર કરજો, મુજ માટે તો તસદી લઇ,
સાદા અને સરળ અક્ષરથી, કવિતા તો મેં તમને કહી.

માટે મારા માયાળુ અને માનવંતા હિંદુભાઇઓ વિચાર કરો કે ઉપર દર્શાવેલી તેમજ બીજી ઘણીક કોમો હમારા કરતાં પણ નીચ કર્મ કરનાર છે તે અત્રે દર્શાવવાનું કાંઇ કારણ નથી કારણ કે અજ્ઞાનતાને લીધે તેઓ મારા રંક ઉપર દુઃખી થાય તેટલા માટે—

ધર્મ પોતાનો જાય છે રાખો જત્ન કરી
ગયો વખત નહિ આવશે, ભાઇ ફરી ફરી

જે દેહ રહે નીજ ધર્મમાં, હિંદુઓ ધિક્કારે છે
દેહ જાય પરધર્મમાં, તો હિંદુઓ સ્વીકારે છે
દેશ આપણો થશે ખાલશા. વળી ધર્મમાં તોટો થશે
વિદેશીને અભિમાન થશે ધર્મ અમારો મોટો થશે
પરધર્મમાં જતા હિંદુઓને, ભાઈઓ તમે હવે અટકાવો
મુજને તમે કાંઈ દોષ ન દેતાં, લક્ષ દ્યો તમે હવે એ ઠકાવો.

---

# જ્ઞાતિબંધુઓને બે બોલ.

( દાસ પરે દયા લાવોરે—એ રાગ. )

સેવક હું છું તમારોરે, જ્ઞાતિ ભાઈઓ સેવક હું છું તમારો.
હૃદયમાં કંઈક વિચારો એ, જ્ઞાતિભાઈઓ સેવક હું છું તમારો.
મારી છે એવી મતિ, દિલમાં ન દુઃખાશો રતિ
ડૂબતું નાવ તારો તારોરે—જ્ઞાતિ ભાઈઓ.
દયાળુ ને નિર્દોષ છઈએ, પાપ થકી બહુ દૂર રહીએ,
પણ એક છે ધારો કુધારોરે—જ્ઞાતિ.
આપણે સહુ હિંદુ છઈએ, રામને હમેશ રટીએ.
પણ આ લાગ્યો નઠારો નઠારોરે.—જ્ઞાતિ.
આંબા વૃક્ષે વળગ્યો વાંદો, તેને જડમૂળથી કાઢો,
એ વિચાર છે મારો મારોરે—જ્ઞાતિ.
ગાય માતા કહેવાએ, દૂધ દહીં ઘી તેના ખાએ,
દેવી તુલ્ય તેને ધારો ધારોરે—જ્ઞાતિ.

સ્વચ્છ થઈને ફરો છો, સારાં સારાં કામો કરો છો,
ન થાશો કદી ગૌ કલ્યારો કલ્યારોરે—જ્ઞાતિ.
ભુલચુક હોય તે માફ કરશો, વિનતિ ઉર માંહે ધરશો,
માનીશ ઉપકાર તમારો તમારોરે—જ્ઞાતિ.
કર જોડી કહે છે લલ્લુ, સર્વેનું હોજો ભલું
દુઃખનાં ઉગારો ઉગારોરે.—જ્ઞાતિ.

---

## દારૂ તાડી વિષે.

( ઝેર ગયાં ને વેર ગયાં—એ રાગ )

અરે બંધુઓ વિચાર કરીને. કુટેવને દેશો ત્યાગી
તાડી અને દારૂ મળીને, દુનીઆ કરી નાખી નાગી
હેત રાખી પીઠા માંહે, ચાલ્યા સહુ દરશન કરવા
ગની ઠનીને ચાલ્યા સર્વે, પીઠાની પુંજા કરવા.
રૂપીઆ પાંચ ખીસ્સામાં આવ્યા, જુઓ ભાઇના સપાટા
જાણે ડોશાને લગન આવ્યા એમ ધારી પીઠે જાતા
રૂસ્તમજી શેઠ સારી જોઇને, તાડી આપો ગ્યાલન એક
બીજી વળી ભરી રાખજો, આશરે ગ્યાલન તો અનેક
વૈરી બચ્ચાં સહુ મળીને, તાડી સર્વે પીઇ ગયાં
વધ્યા પૈસાનો દારૂ પીને, સરવે ત્યાંથી વિદાય થયાં
હવે પૈ તો ન રહી પાસે, નિસો ઉતરતાં ભૂખ લાગી
અનાજ શેનું લાવે માટે. તાડી દો સહુકો ત્યાગી

એવી રીતે સર્વ જનોને, તાડી માતાએ ખ્વાર કીધાં
દારૂએ પણ દારૂણ બાળ્યા, દ્રવ્ય સહુનાં હરિ લીધાં.
આપણી કોમમાં સર્વ જનોના, લેખ લખેલા શું એવા
ભવિષ્ય દેખાડી જોશીને કે, લેખ હમારા છે કેવા,
અરે ભાઈ એ બેટા જીવડાવવા તો કહે ચાલો પીઠામાં
મોત મયત થયું હોય તો, પણ કહે ચાલો પીઠામાં
પરોણા આવે તો પણ કહે કે લઈ ચાલો એને પીઠામાં
મિત્ર મળ્યા હું કહું કે ભાઈઓ, ચાલો આપણ પીઠામાં.
એ પીઠું તો સહુને વળગ્યું, થયા પીઠાના ચાગ
પીઠા માટે તો ઘણાક જણા, ઘરબાર મૂકીને નાઠા
તાડી અને દારૂ તજો તો સહુ ભાઈઓ બહિષ્કાર કરો
તાડી દારૂએ થયા પાયમાલ. એને તો ઝટ પરહરો
વ્યસનથી તો બન્યા દિવાના રહ્યું ભાન તો નહિ જરી
લાજ શરમ તો રહે નહિ ને ન જુએ કોઈની વહુ દીકરી
તેમ હને ડામ ખાઓ છો, મુર્ખ બનો છો કાયે કરી
પીઠાખાનું છોડશો નહિ તો, ખુવારી થાશે બહુ જબરી
કરજોડી લલ્લુ કહે છે: પીઠું છોડો દુશ્મન ભારી
ભૂલચૂક હોય તે માફ કરજો. અલ્પ બુદ્ધિ છે મારી

# જ્ઞાતિ બંધુઓને.

અરે મુજ જ્ઞાતિ બંધુઓ મને તો એજ ફીકર લાગી
હમારૂ લખાણુ વાંચીને, કુધારો દેજો સહુ ત્યાગી
દુનીઆ સુધરી આખી, અરે આપણુ હીણુભાગી
સહુના લેખ કેવા છે, મને તો એજ ફીકર લાગી
આપણુ હિંદુના બેટા, હિંદુઓ રાખે છે છેટા
આપણો ધર્મ હિંદુનો, છતાં નહિ અડવા દેતા
છો ડાહ્યા અને શાણા, બનો હાથે તો અભાગી
આપણી કોમને માટે, મને તો એજ ફીકર લાગી
વિદ્યા, અને હુન્નર તમે તો શીખીઆ ભારી
સમદ્ર વહાણુ ડુબ્યું છે, સહુને લેજો ઉતારી
સહુને તસ્દી આપું છું, સુતેલા ઉઠજો જાગી
રંગાવો છો તમે હાથે, મને તો એજ ફીકર લાગી
અરે ગૌ દેવી તુલ્ય છે, તેમાં દેવો અમુલ્ય છે.
જે હિંસા કરે તેની, ખરે એ ભૂલ મોટી છે
અરે નાના અને મોટા સહુ દેજો ત્યાગી
પોકારી કહે છે લલ્લુદાસ મને તો એજ ફીકર લાગી
કોઇ તો માગતા દડીઆ, પ્રસંગ હોય ઉંચમાં જયારે
રોગીનું જમતાં એંઠું, તમો તો તજશો કયારે
અજીઠું જમતાં ભાઇ કોની ભૂખ તો ભાગી
હળાહળ ઝેર છે તેમાં, મને તો એજ ફીકર લાગી
લખ્યું મેં જુજ ઓ વ્હાલા, ખરૂં માની લેજો પ્યારા

ગણાશો લોકમાં સારા, ન થાશો ગો હત્યારા
કુટેવો તજશો નહિ તો, બણી ગઇ સહુ વરણાગી
છતી આંખે બનો છો અંધ. મને તો એજ ફીકર લાગી
પવિત્ર કંકુનો ટીલો, કપાલે કરવો જો હોય
દુષ્ટ મેંસનો ડાઘો, સહુ કો નાખજો ધોઇ
ખતમ હું કરૂં છું અહીં, ભુલની માફ તો મળી
કહે છે લલ્લુ કરજોડી, મને તો એજ ફીકર લાગી.

અરે નિદ્રા દેવીને આધીન થએલા બન્ધુઓ હવે જાગ્રત થાઓ અને હલીકતાના ખાડામાં પડી દેડકાં માફક નકામો અવાજ ન કરો. અત્યારે આપણી કોમને માટે ઉંચ જ્ઞાતિમાં ગણાતા મહાત્મા શ્રી મોહનદાસ કરમચંદ ગાંધી તેમજ બીજા દેશભકતોએ આપણા ઉદ્ધાર તરફ પુરતું લક્ષ આપ્યું છે. અને આપણી બ્હાંય ઝાલી છે, તેમજ પોતાના રંક ભાઇઓ જાણી મદદ કરવા મંડી રહ્યા છે, તેથી આપણે સર્વ ભાઇઓ અને બ્હેનોએ વીર પુરૂષોનો મોટો ઉપકાર માનવો જોઇએ અને તેમના બોધનું ગ્રહણ કરવું જોઇએ.



